૨૭ એકધારી વર્ષથી ચાલતી ગ્રંથમાળા

## ઈ. સ. ૧૯૩૦ થી નવા સ્વરૂપે પ્રગટ થતી



આ માળાનું જુનું ધોરણ બદલી નીચેની નવી યોજના રાખી છે—

(૧) આ માળાનું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધીનું ગણાશે.

(૨) આ માળામાં એક વર્ષમાં ક્રાઉન સોળ પેજી ૧૦૦૦ થી ૧૧૦૦ પાના જેટલું વાંચન ચાર-પાંચ પુસ્તક રૂપે મળશે.

(૩) આ માળાનું વાર્ષિક લવાજમ નીચે મુજબ હશે.

આ વર્ષનાં પુસ્તકો

**સુરેખા** [ મૌલિક નવલકથા ] ૨-૮-૦

કાઠિયાવાડી

**રાજરમત** શ્રી ઉછરંગરાય ઓઝા ૨-૦-૦

બીજા તૈયાર થતાં પુસ્તકો વિશે હવે પછી

હિંદુસ્તાન માટે

[પોસ્ટેજ સાથે]

[ પરદેશનાએ શીલીંગ ૧૦નો પોસ્ટલ ઓર્ડર મોકલવો ]

# ગીતરજની

લેખક

બાલકૃષ્ણ છ. ભટ્ટ

કલાકાર

ચંદ્રસિંહ જાડેજા

હૈયે જેને સ્પૃહા ના યશ–જય–ધનની, વિશ્વબંધુત્વ પ્રેમે,
સત્પંથે જે ઝઝૂમે અવિરત શ્રમથી ધન્ય તે દિવ્ય પ્રાણ.

જીવનલાલ ઍન્ડ સન્સ
અમદાવાદ અને મુંબઇ–૨

પ્રકાશક
જીવનલાલ એન્ડ સન્સ
તરફથી ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશા રોડ : અમદાવાદ.

મુંબઈના એજન્ટસ
જીવનલાલ એન્ડ સન્સ
૧૨૯, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ–૨

પહેલી આવૃત્તિ — જૂન ૧૯૪૦





મુદ્રક
મણિલાલ કલ્યાણદાસ પટેલ
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોર નાકા : અમદાવાદ.

કિંમત
૦–૮–૦

# માતૃસમર્પણ

વાત્સલ્યકુંજે મુજ માવડીની
ખેલ્યો કૂદ્યો રમ્ય પ્રભાત ભાનુની
હૂંફાળ ફૂંળી કિરણાવલિમાં;
ઝૂમે દગે શૈશવનાં સુનેરી
સ્વપ્નો મઝાનાં ઉરમાં રમી રહ્યાં !

વાત્સલ્ય ક્યાં એ મુજ માવડીનું !
નિર્દોષ ક્યાં શૈશવ ધન્ય ચારુ !
આજે મળે ના મુખ માવડીનું;
શૈશવ તણા ખેલ જ એક સ્વપ્નું,
ઊડી ગયું શૈશવ ને સ્મૃતિ રહી.

× × ×

અર્પી સહર્ષે ગીત ફૂલડાંતણી
માળા સુહાગી, મૃદુ, સૌરભે ભરી,
તુજ કંઠમાં પુણ્ય પવિત્ર માવડી,
ને ધન્ય માનું મુજ જિંદગાની.

બા. છ. ભટ્ટ

## અનુક્રમ





# નિવેદન

'કાવ્યસૌરભ'ના પ્રકાશન પછી સુગેય કાવ્યોનો આ મારો પ્રથમ સંગ્રહ પ્રગટ થાય છે. છેલ્લાં પાંચેક વર્ષના ગાળામાં રચેલાં ગીતોનો આમાં સંગ્રહ કરેલો છે. 'ગીતરજની' સાહિત્યપ્રિય ગૂજરાતને ચરણે ધરતાં મને અપ્રતિમ આનંદ થાય છે.

પહેલી નજરે જોતાં જ તેમાંનાં ગીતોમાં ઢાળની વિવિધતા જડશે. તેમાંના શબ્દોની યોજના તેના ભાવ અને વસ્તુને અનુસરી કરવા પ્રયત્ન કર્યો છે. સામાન્ય રીતે લોકગીતોના ઢાળમાં રચેલાં ગીતો બીજાં કરતાં સહેલાઈથી લોકપ્રિય બને છે. તેવા થોડાંક લોકગીતના નમૂના આપવા યત્ન કર્યો છે. તેમાંનાં નૃત્ય અને અભિનયગીતો તેમ વસ્તુ પ્રમાણે અમુક પ્રકારના અભિનય

અને અનુકૂળ સુરવાહનથી ગવાય એ જરૂરી છેઃ ત્યારે જ તેની ખરી ખૂબી પણ પ્રકટ થઇ શકે ! જે બાળગીતો છે તે બાળમાનસને અનુસરી રચેલાં છે. રસિક ગૂજરાતણો માટે એમાં થોડાંક રાસગીતો પણ રાખ્યાં છે.

મારી સંગીતપ્રિય રસવૃત્તિ જુદા જુદા ઢાળના સંયોજનમાં મને અગત્યની થઇ પડી છે. રાષ્ટ્રીય ભાવનાને સાચું ઉત્તેજન મળે એ જાતની દૃષ્ટિને મેં આ સંગ્રહમાં આવકારલાયક ગણી છે. એટલે થોડાંક રાષ્ટ્રગીતો પણ એમાં મળશે.

શ્રી રાયપુર બાલમંદિર, શ્રી નવી ગૂજરાતી શાળા, શ્રી પુષ્પ બાલમંદિર વગેરે જુદાંજુદાં બાલમંદિરોમાં આમાંનાં કેટલાંક ગીતો ગવાય છે. ગાંધીજી, મોરલો, નંદકિશોર, ગાવલડી, દીવડા, પગલીઓ વગેરે ગીતો બાળકોએ પોતાનાં કરેલાં છે, એમ કહેવામાં જરા પણ અતિશયોકિત નથી.

બાલમંદિરો, પ્રાથમિક શાળાઓ, અને કન્યાશાળાઓમાં ઉપયોગી થઇ પડે તે જાતનાં ગીતોનો આમાં સમાવેશ કરેલો છે.

બાળગીતોમાં પ્રોત્સાહનવૃત્તિથી યોગ્ય સુધારાવધારા સૂચવવા બદલ, બાલમાનસનાં અનુભવી અને બાળકેળવણીમાં રસ લેતાં પૂ. શ્રી. નિર્મળાબહેનનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. 'ગીતરજની'ને સુંદર ચિત્રોથી વિભૂષિત કરનાર ગુજરાતના ઉત્સાહી કલાકાર મારા મિત્ર શ્રી. જાડેજાનો ઉપકાર હું કેમ ભૂલી શકું? પુસ્તકને કલાત્મક રીતે મુદ્રિત કરી પ્રકટ કરવા બદલ મારા પ્રિયમિત્ર શ્રી. ચંદ્રકાન્તભાઈનો હું આભારી છું.

મને પ્રસ્તાવનાની આવશ્યકતા લાગતી નથી. એક જ માણ-સના અભિપ્રાય પર જનતા દોરવાય એવી સ્થિતિ હવે રહી નથી. વાચકોમાં સ્વતંત્ર વિચારશકિત હોવી જરૂરી છે. એટલે પુસ્તક જેવું છે તે સ્વરૂપે જ જનતા સમક્ષ મૂકવામાં હું ગૌરવ માનું છું. અને આ રીતે વાચકો બારોબાર એમાંની સારીનરસી વસ્તુ પોતાની મેળે સમજી લે ને પછી એનો ઉપયોગ કરે, એમાં જ એની પ્રસ્તાવનાનું મહત્ત્વ સમાઈ જાય છે. વસ્તુ સારી હોય તો જનતા એને સ્વીકારે એ તો નિઃશંક છે.

સાહિત્યરસિક ગૂજરાતને આમાંનાં થોડાંક ગીતો પણ જો ગમશે અને જનતાની જીભે અમર બનવા જેટલું એનામાં સામ-ર્થ્ય હશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

રાયપુર મકેરીવાડ,
અમદાવાદ
૧ લી જૂન, ૧૯૪૦

બાલકૃષ્ણ છ. ભટ્ટ

# પગલીઓ

( નૃત્યગીત )

હું તો ધીરે પગલીઓ ભરતી'તી;
વારે ઘડિયે પડીપડી ઊભી થતી.

પેલા ચાંદાને જોઈ જોઈ મલકાતી;
ઝીણા તારા ગણી ગણી થાકી જતી.

લીલી વાડીમાં ફૂલડાં વીણતી'તી;
સાથે ઝીણું મજાનું ગીત ગૂંજતી'તી.

પેલા મોરલાની સાથે રમતી'તી;
એનાં રૂપરંગ જોઈ ખૂબ રાજી થતી.

મારી માડી દેખીને મને હરખાતી;
મને હેતે પારણિયે ઝુલાવતી'તી.



# દેશદીપક

( કૂચગીત )

દેશદીપક મા ! દેશદીપક મા !
દેશદીપક હું થઈશ.
મા તારી મુક્તિને માટે
મોંઘો પ્રાણ ધરીશ ...દેશ.

ખાદી ધારી શરીર પર હું
સાચો સૈનિક થઇશ;
સત્ય અહિંસાની સમશેરે,
રણમયદાને જઈશ....દેશ.

દુશ્મનની બંદૂકની ગોળી
છાતી ઉપર ઝીલીશ;
મરી જીવીને વિશ્વ વિરાટે
ઉજ્જવળ નામ કરીશ.
દેશદીપક હું થઈશ.



# નંદકિશોર

( નૃત્યગીત )

બની હું નાનો નંદકિશોર; વનમાં ગાયો ચારું.
બજાવું વાંસલડી અણમોલ; વનના મોર નચાવું....

દૂધ ને માખણની ગોળી,
ઘરઘરમાં ઢોળી ફોડી;
બની હું ગોકુળકેરો ચોર ...વનમાંગાયો ચારું....
બની હું નાનો નંદકિશોર વનમાં ગાયો ચારું.

માસી પૂતનાને મારું,
જમુનાના જળમાં ઊતરું;
નાથું કાળુડો ઝેરી નાગ....વનમાં ગાયો ચારું....
બની હું નાનો નંદકિશોર વનમાં ગાયો ચારું.



ગીતાનાં વચનો રસીલાં,
અર્જુનને સંભળાવું રથમાં;
અપાવું પાંડવને નિજરાજ....વનમાં ગાયો ચારું....
બની હું નાનો નંદકિશોર વનમાં ગાયો ચારું.

ગોકુળિયું ઘેલું કરશું,
માનવનાં દુઃખડાં હરશું;
જસોદાજીને લાગું પાય....વનમાં ગાયો ચારું....
બની હું નાનો નંદકિશોર વનમાં ગાયો ચારું.



# ફૂલડાંની માળા

( અભિનયગીત )

કોઈએ દીઠી છે મારી મોંઘી;
ફૂલડાંની માળા ?
કોઈએ લીધી છે મારી મોંઘી,
ફૂલડાંની માળા ?

વગડા તે વનમાં ગઈતી વહેલી સવારે ઊઠી;
ડોલર ચંપાનાં ફૂલડાં વીણવા
સુગંધીવાળાં....કોઈએ.

ચૂંદડી નવરંગી મારી પળપળમાં ઊડી જાતી;
પુષ્પો વીણતાં વીણતાં મૂંઝાતી
એકલડી બાળા....કોઈએ.

નયનોનું અમૃત રેડી ફૂલડે ફૂલડે મન જોડી
ઉરના ઉમળકે મેં તો ગૂંથી
ફૂલડાંની માળા....કોઈએ.



# ગાંધીજી

( લોકગીતનો ઢાળ )

ગુજરાતી ગુજરાતી
ગાંધીજી ગુજરાતી રે.

અમારા દેશનું મોતી
ગાંધીજી ગુજરાતી રે.

માતાની આંખમાં આંસુડાં ભાળી;
અંતરમાં દેશદાઝ લાગી
ગાંધીજી ગુજરાતી રે.

ભારતને કાજ એણે લીધી ફકીરી;
સૂતેલાંની ઊંઘ ભાંગી
ગાંધીજી ગુજરાતી રે.



રેંટિયો બાપુનો સાચો સંગાથી;
ખાદીની માયા લગાડી
ગાંધીજી ગુજરાતી રે.

જુગજુગ જીવો ગાંધીજી બાપુ;
ઇશ્વરની પાસ એ જ માગું
ગાંધીજી ગુજરાતી રે.



# જીવન-હીંડોળ

( રાસગીત )

અંતર-નિકુંજે નાચે આશાનો મોરલો,
જીવનમંદિરે નાચે રંગભર્યો મોરલો:

ઘેલું બને મારું ચિતડું ચકોર,
નાચું ઉમંગ ભરી રંગમાં અબોલ....અંતર.

ગાજે કાળાશભરી વાદળીઓ આભમાં,
નાચંતી સંગ પેલી વીજલડી તાનમાં:

કુદરત મસ્તાન બની કરતી કલ્લોલ,
નાચે ઉલ્લાસભર્યાં નયનોમાં મોર....અંતર.



આંબાની ડાળે સખી ટહુકે કોયલડી,
પ્રાણભરી ઝૂલે આ જીવનની વેલડીઃ

જીવન–હીંડોળનાં મોંઘેરાં મૂલ,
રમવાને પ્રેમભીનું હૈયું આતુર....અંતર.



# મોરલો

( રાસગીત )

મોરલો નવરંગી રંગમાં ભર્યો,
સરોવરિયે સામો મળ્યો...મોરલો.

પચરંગી પીછાંમાં સૂરજ ને તારલિયા;
ઝબૂકંતા હીરલે મઢયો....મોરલો.

હરિયાળી કુંજો ને દૂર દૂર ડુંગરમાં;
ટહુકંતો તાનમાં સુણ્યો....મોરલો.

ગાજે આકાશતણા ઘુમ્મટમાં મેહુલિયો;
નીરખીને ઘેલો બન્યો....મોરલો.

હૈયામાં હેત ધરી નાચંતો નેહભર્યો;
ઉરના આનંદે ડૂલ્યો....મોરલો.



# વસંત

( અભિનયગીત )

રમ્ય ખીલી વસંતની બહાર,
ડોલે નવરંગી ફૂલડાં રસાળ.

આમ્રકુંજે-નિકુંજે ગાતાં પંખી સુગાન,
દૂર ડુંગરમાં બુલબુલના ટહુકા સંભળાય;
છાનીમાની ક્યાં ગાતી કોકિલા શરમાળ....રમ્ય.

હેવી સરિતા સરંત, વાયુ મીઠડા વહંત,
રમે સરોવરમાં હંસ, ઉરમાં ધારી ઉમંગ;
જાગે માનવના દિલમાં આશાના તરંગ....રમ્ય.

કુંજે ટહુકંતા મોર કળા કરતા મદલોલ,
હસે કુદરત હરિયાળ, ફોરે ફૂલની સુવાસ;
જાગે અંતરમાં નવલા ચેતનના ચમકાર...રમ્ય.



# પ્રાર્થના

( પ્રાર્થનાગીત )

[ આશાવરી ]

નમન હો કરુણાસાગર શ્યામ....
મોંઘો માનવદેહ બનાવી,
જ્ઞાનદીપનાં ઓજસ આપી,
નયન દીધાં રળિયાત....નમન.

કલા, કાવ્ય, સંસ્કાર સમર્પી,
શોભાવ્યું ભારત રસમાળી,
શાં કરીએ યશગાન....નમન.

વિયોગે પરમેશ વિષાદી,
રસહીણી આ ભારતવાડી,
રસ સીંચો રસરાજ....નમન.



# બંસરી

( અભિનયગીત )

મીઠી બંસરીના સૂરો સુણાવો કોઇ,
અમને આંબાની ડાળે ઝુલાવો કોઈ....મીઠી.

આંબાની ડાળે ટહુકે કોયલડી કાળી;
કુંજોમાં અલબેલા મોરલા નચાવો કોઈ....મીઠી.

રૂપેરી ચાંદલિયો ને તારા રમે રાસે;
એવા મોંઘા શારદ રાસમાં રમાડો કોઇ....મીઠી.

ફૂલડાં ફોરે ને પ્રસરે સુગંધી મધુરી મધુરી;
અમને મીઠી સુગંધે મહેકાવો કોઈ....મીઠી.

ઉષાની ઓઢણીના રંગો મઝાના સોહે;
તાજાં ફૂલડાં સોહામણાં અપાવો કોઈ....મીઠી.



# દીપાવલિ

( બાળગીત )

નવરંગી ઉષા સોહાય,
આંગણિયે રંગોળ પુરાય;
સારું ખાવાનું સૌ ખાય,
ઉરમાં હર્ષ અતિશય થાય.

દીપક પ્રગટે ઘેરે ઘેર,
દીપાવલિ જોવાની લહેર.

ઊજળાં કપડાં પહેરી અંગ,
મઝા ઉડાવે મિત્રો સંગ;
દેવમંદિરે દર્શન જાય,
પરમેશ્વરને લાગે પાય.



દીપક પ્રગટે ઘેરે ઘેર,
દીપાવલિ જોવાની લહેર.

માનવ મુખડે પ્રકટે હાસ,
બાલિકા સૌ રમતી રાસ;
પ્રભુ પ્રીતે હું લાગું પાય,
જીવનમાં સુખ રહે સદાય.

દીપક પ્રગટે ઘેરે ઘેર,
દીપાવલિ જોવાની લહેર.



# અમે તો

( અભિનયગીત )

અમે તો ઝગમગ ઝગમગ ઝગતા,
નભના તારલા.... રે.

અમે તો ઝરમર ઝરમર ઝરતાં,
ફોરાં આભનાં.... રે.

અમે તો વનવન એકલ ભમતા,
વનના વાયરા.... રે.

અમે તો સુંદર ફૂલ પર ભમતાં,
પીળાં પતંગિયાં.... રે.

અમે તો મધુરું મધુરું હસતાં,
જગનાં ફૂલડાં.... રે.

અમે તો ભારતમૈયાનાં અલબેલાં,
બાલુડાં............... રે.



# ગુજરાતના વતની

( બાળગીત )

ગુજરાતના  ગુજરાતના,
ગુજરાતના વતની;
અમે....ગુજરાતના વતની.

ગુજરાત અમારી માતા,
દિનરાત અમે યશ ગાતા,
ભારતના ભાગ્યવિધાતા ....ગુજરાતના વતની.

અમે દેશદીપક ગુજરાતી,
માતાની કૂખ દીપાવી,
માનવતાના અનુરાગી ....ગુજરાતના વતની.

અમે ગુજરાતના વતની.



# કનૈયો

( નૃત્યગીત )

સખી પેલો ક્યાં ગયો નંદ કનૈયો,
જસોદાજીનો લાલો....સખી.

બંસી બજાવી યમુનાતટ આવી,
ઘેલી બનાવી ના સતાવો....સખી.

માગે હૃદયનાં દાન સજનવા,
ચીર ફાડી ગયો કનૈયો... સખી.

મધુવનમાં સખી રાસ રચાવ્યો,
કુંજનમાં ચોરી ગયો ગાયો....સખી.

દહીંની ગોરસી મારી ફોડી દુલારે,
છૂપી ગયો નંદકનૈયો....સખી.



# દીવડા

( લોકગીતનો ઢાળ )

મારી માતાના ઝગમગતા દીવડા,
ભરે જીવનમાં નવલો ઉજાસ....મારી.

એની જ્યોતે જ્યોતે તે સત્ય નીતરે,
દિવ્ય શાંતિના ઝળકે સંદેશ....મારી.

એણે અજવાળાં પાથર્યાં ત્રિખંડમાં,
હૈયે હૈયે જગાવી દેશદાઝ....મારી.

ખૂલ્યાં માનવના અંતરનાં બારણાં,
દીઠા ઉરઉરમાં આતમરામ....મારી.

તપો જુગ જુગ અખંડ માના દીવડા,
જીવનનૈયાના તારણહાર....મારી.



# મંદિરિયે આવજે

( રાસગીત )

કા'ન તારી આંખડીમાં ચંદ્રનો પ્રકાશ છે,
ઉરમાં ઉજાસ દિવ્ય રેલવા કિશોર,
મંદિરિયે આવજે.

કા'ન તારા ઓષ્ટપે ગુલાબના સુરંગ છે,
સુરંગે અંગ મારું રંગવા કિશોર,
મંદિરિયે આવજે.

કા'ન તારા બોલમાં સુધાભરી મીઠાશ છે,
મોંઘાં પીયૂષ તેનાં પાવા કિશોર,
મંદિરિયે આવજે.



કા'ન તારા શ્વાસમાં સુપુષ્પની સુવાસ છે,
સુવાસ મારા મંદિરે પ્રસારવા કિશોર,
મંદિરિયે આવજે.

કા'ન તારી બંસરીમાં કોકિલાનાં ગાન છે,
સુગાને તનભાનને ભૂલાવવા કિશોર,
મંદિરિયે આવજે.



# ચાંદલિયો

( બાળગીત )

ચમકે ચાંદલિયો આકાશ,
રમતા તારલિયા ચોપાસ;

મલકે ચાંદલિયો આકાશ,
હસતા તારલિયા ચોપાસ.

ચાંદો ગીતો ગવરાવે
તારલિયા સૂર પુરાવે;

ભેગાં મળીને રમતાં રાસ,
રૂપેરી રઢિયાળી રાત.

ચમકે ચાંદલિયો આકાશ
રમતા તારલિયા ચોપાસ.



# હોળી

( નૃત્યગીત )

વસંતે વાયુ વાયા રે
આંબલિયે આવ્યો મોર.
આંબલિયે આવ્યો મોર રે
મારૂં ચિત્ત ચઢયું ચગડોળ....વસંતે.
અંગે ચેતન હસી રહ્યું
વન કોકિલનો કલશોર,
કુંજનિકુંજે મયૂરો નાચે
ઢેલ નાચે રે,
હોળી રમવા દિલડું તલસે
મુખડું મલકે રે....વસંતે.
કેસૂડાંને વાટી ઘૂંટી
રંગ બનાવ્યો રે,
રંગભરેલી પિચકારી લઈ
રમવું કોની સાથ ?....વસંતે.



# મેઘરાજા

( અભિનયગીત )

તમે ઊંચે ગગનમાં ગાજો,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !
તમે મીઠડાં અમૃત પાજો,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !

કેવી આકાશે ચળકંતી વીજળી !
એની કાયા ચમકતી કોણે ઘડી ?
એતો લાગે તમારી બહેની,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !

તમે આવો તો આવકાર આપશું,
તમે આવો તો હેતથી બોલાવશું !



નાચી કૂદી ને ગીતડાં ગાશું,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !
મારાં ખેતર, બગીચા ને ઝાડવાં,
તમે આવો તો લાગે રળિયામણાં;
તમે આખી તે દુનિયાના રાજા,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !
કેવી વાગે રૂમઝુમ તારી ખંજરી !
વાગે કોયલના કંઠ કેરી બંસરી !
લાગે હરિયાળી કુદરતની વાડી,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !
આખી આલમ જુએ છે તારી વાટડી,
તારા અંતરની કે'જે છાની વાતડી;
ધરતીમાતાને કરજે રસાળી,
મઝાના મેઘરાજા ! મેઘરાજા !



# પોપટજી

( બાળગીત )

ઝૂલો પોપટજી, ઝૂલો પોપટજી,
ડાળિયે ડાળિયે ઝૂલો રે લોલ.

બોલો પોપટજી, બોલો પોપટજી,
બોલોને મીઠા બોલડા રે લોલ.

ઊડો પોપટજી ઊડો પોપટજી,
ઝાડવે ઝાડવે ઊડો રે લોલ.

આવો પોપટજી આવો પોપટજી,
અમારે આંગણે આવો રે લોલ.

બેસો પોપટજી. બેસો પોપટજી,
અમારે ટોડલે બેસો રે લોલ.

નાચો પોપટજી, નાચો પોપટજી,
અમારા ચોકમાં નાચો રે લોલ.

ગાઓ પોપટજી, ગાઓ પોપટજી
ગીતડાં મીઠાં ગાઓ રે લોલ.



# એકલડી !

( નૃત્યગીત )

નહિ જળ ભરવા રે જઉં એકલડી,
મને પગમાં ખૂંચે ઝીણી કાંકરડી....નહિ
આભે કાળી તે વરસે વાદલડી,
ભીંજે નવરંગી સખી મારી ચૂંદલડી....નહિ.
ઘડી ઘડી ચમકાવે પેલી વીજલડી,
કા'નો પનઘટ પર રોકે વાટલડી....નહિ.
હાથમાંથી સરી પડે ગાગરડી,
ફરકે પલપલ મારી આંખલડી....નહિ.
આંબે છાનીમાની ટહુકે કોયલડી,
કુંજે કા'ન વગાડે ઝીણી વાંસલડી....નહિ.



# ગયો ક્યાં વિશ્વમાળી ?

( રાસગીત )

ઉરવાડીમાં રોપી આશાનાં ગુલાબ,
બનાવી મેં ફૂલવાડી;
ફૂલવાડીમાં સ્નેહની સીંચી રસધાર,
ખિલાવી મેં ફૂલવાડી.

ખીલ્યાં ગુલાબ મારાં મોંઘી વસંતે,
ફોરે સુવાસ એની જીવનમંદિરિયે;
ભાવની ભાવનાભરેલી,
બનાવી મેં ફૂલવાડી.

આવ્યો પ્રફુલ્લ ફૂલ લેવા રસમાળી,
ચૂંટી ગુલાબ દિવ્ય ચાલ્યો હસાવી;
તનભાન સાથે લૈ ગયો ભમાવી,
ગયો ક્યાં વિશ્વમાળી !



મારી ફૂલવાડીમાં ચંપાનાં ફૂલડાં,
મારી રસવાડીમાં દ્રાક્ષોનાં ઝૂમખાં;
મૂકીને સુગંધી મધુરી,
ગયો ક્યાં વિશ્વમાળી ?

મારી ફૂલવાડીમાં ટહુકે કોયલડી,
મારી ફૂલવાડીમાં નાચંતી ઢેલડી;
સૂની વિયોગી બનાવી !
ગયો ક્યાં વિશ્વમાળી ?

હસાવી નચાવીને રાસે રમાડી,
હૈયાના મહેલમાં વેરી ચિનગારી;
બાળી પૂજારણ ભોળી,
ગયો ક્યાં વિશ્વમાળી ?



# વિશ્વસૌંદર્ય

( પ્રાર્થનાગીત )

પ્રભુ રમ્ય રંગોળી પૂરે પૂર્વે પ્રભા થાતાં,
પક્ષી ઊડે ગાતાં.

સિંધુતણાં યૌવનભર્યાં મોજાં રમે રાસે
કો દિવ્ય ઉલ્લાસે,

સમીરે ઝૂલે પુષ્પો, મધુ, ભમતા ભ્રમર કુસુમે,
રસ મિષ્ટને સ્વાદે.

અમૃતધારા રેડવા ચંદ્રા નભે આવે,
આહ્‌લાદ રેલાવે.

ઘનઘોર વ્યોમેથી સરે વર્ષા મીઠા નાદે,
સૌદામિની નાચે.



સંધ્યા શુચિ સૌંદર્યરાણી વિશ્વમંદિરે,
સ્મિત માધુરી રેલે.

જગજીવનમાં સ્વર્ગીય સુખના સાગરો રેલ્યા,
વિશ્વેશની માયા.

હો રમ્ય રજનીએ મીઠા સંદેશ પાઠવતો,
પ્રભુખેલ ક્યાં રમતો !

મુજ હૃદય આતુર ઘેલડું ઝંખે વિભુ તારું,
મુખડું અમી ઝરતું.



# શાનો છે શોર ?

( બાળગીત )

શાનો છે શોર ? શાનો છે શોર ?
આજ મારા બાગમાં શાનો છે શોર ?

બોલે છે મોર, બોલે છે મોર,
આજ મારા બાગમાં બોલે છે મોર.
નાચે ગુલાબ અને ચંપાનાં ફૂલડાં !
નાચે હુલાસભર્યાં હૈયાં રસિકડાં;
લાગે મઝાનું ગુલાબી પરોઢ
આજ મારા બાગમાં બોલે છે મોર
મેના પોપટ ઊડી કરતાં કલ્લોલ,
આજ મારા બાગમાં બોલે છે મોર.



# ગુર્જરગાન

( રાષ્ટ્રગીત )

ધન્યમાત ગુર્જર રળિયાત.
પ્રણમે ગુર્જરબાળ....ધન્ય
ગૌરવગાથા ગુણિયલ તારી,
ગુર્જરીનાં હૈયાં વિકસાવી;
તન મનમાં ચૈતન્ય જગાવી,
દિવ્ય પંથ જીવન વહનાર....ધન્ય.
ભારત ભવ્ય અમોલ નિકુંજે,
અધખીલી કલિકા નવરંગે;
દિવ્ય પ્રેમની પરિમલ પ્રસરે,
નંદનવન શું જગ કરનાર....ધન્ય.



કલા કાવ્ય સૌંદર્ય પ્રણેતા,
　　અર્પે દુઃખસંકટમાં શાતા;
શૌર્ય, ધૈર્ય, ઔદાર્યે તપતા,
　　તનુજો વિશ્વ વિશે વિખ્યાત....ધન્ય.
જ્ઞાનધર્મ સંસ્કૃતિની માતા,
　　માનવને દીધી માનવતા;
સત્ય સનાતન ઉજ્જવલ તારા,
　　આત્મજ્યોતિના રમ્ય પ્રકાશ...ધન્ય.
વિશ્વવિરાટે ઉન્નત તારા,
　　કર્મભૂમિના પંથ નિરાળા;
ઊઘડે અમ અંતરનાં દ્વાર,
　　કહેતાં 'જયજય ગુર્જરમાત'....ધન્ય.



# ભૂલાં પડયાં રે !

( લોકગીતનો ઢાળ )

વનમાં વસમી વાટ,
કાનજી ! ભૂલાં પડયાં રે.
મોરલી મીઠી બજાવ,
કાનજી ! ભૂલાં પડયાં રે.

વનમાં ઝાઝેરાં ઝાડ,
કાનજી ! ભૂલાં પડયાં રે.
છોડીને ઘરનાં કામ,
કાનજી ! ભૂલાં પડયાં રે.
દોડીને આવ્યાં આમ,
કાનજી ! ભૂલાં પડયાં રે.
મૂકી માબાપ ને બહેન,
કાનજી ભૂલાં પડયાં રે.
મેલી માથાની હેલ,
કાનજી ! ભૂલાં પડયાં રે.



છોડી હવેલી ને મહેલ,
કાનજી ! ભૂલાં પડચાં રે.
છોડી સહિયરોની સહેલ,
કાનજી ! ભૂલાં પડચાં રે.
છોડી દો ખોટા આ ખેલ!
કાનજી ! ભૂલાં પડચાં રે.
રેલાવો ને રસરેલ,
કાનજી ! ભૂલાં પડચાં રે.
અમને આવે છે ફેર,
કાનજી ! ભૂલાં પડચાં રે.
હાથ જોડું ભગવાન,
કાનજી ! કાલાઘેલા રે.
અમે તમારાં બાળ,
કાનજી ! ભૂલાં પડચાં રે.



# રમતાં'તાં

( બાળગીત )

અમે રેતીમાં રંગ ભેર રમતાં'તાં,
અમે ભાઈ બહેન સૌને ગમતાં'તાં.....અમે.
અમે શેરીમાં સાતતાળી રમતાં'તાં,
અમે હસીને સૌને હસાવતાં'તાં.... અમે.
અમે વાડીમાં દોડતાં ફરતાં'તાં,
ફૂલ વીણીને ફૂલછાબ ભરતાં'તાં.....અમે.
અમે ચાંદાની ચાંદનીમાં રમતાં'તાં,
ઝીણા ટમટમતા તારલા ગણતાં'તાં.....અમે.
અમે માટીનો મોરલો બનાવતાં'તાં,
એને જોઈ જોઈ આનંદે નાચતાં'તાં.....અમે.



# રાધા–કૃષ્ણ

( સંવાદગીત )

રાધા–વાર કરી શાને ઘનશ્યામ ? વાર કરી આ શાને ?
કૃષ્ણ–વાંક નથી મારો વ્રજનાર, વાંક નથી આ મારો.
રાધા–ચંદન પુષ્પ ગુલાબ ભરેલી છાબ લઈ હું બેઠી,
સોળ સજ્યા શણગાર મુરારિ નયનો નાખી થાકી.....શ્યામ
કૃષ્ણ–વસ્ત્ર સજી જ્યાં બહાર નીકળ્યો આવી ઊભી સૌ ગોપી,
માતા જસોદાને કહેવા લાગી કહાને મટુકી ફોડી....આજ
રાધા–કુસુમસુરભ કરમાતાં સૌ આ ધીરજ ઉરની ખૂટી,
પૂજ્ય ભાવ ઊભરાતો દિલમાં સેવાની અભિલાષી....શ્યામ



કૃષ્ણ—માતા જસોદાએ ઝાલ્યું કાંડું ક્યાં જાતો હ્યા કા'ના ?
ગોપી ઘર ચાલ્યો શું પાછો દહીં માખણ ઘી ખાવા આજ....વાંક

રાધા—હૃદયપુષ્પ આતુર હતું પ્રિય ભ્રમરને ભાવે ભજવા,
તુજવીણ મુજ અંતર અકળાતું કપટી નંદદુલારા....શ્યામ

કૃષ્ણ—ઝાલેલું કાંડું ના છોડયું મારી વાળ્યો પાછો,
પળ બેપળ બેસીને ત્યાંથી છેતરી નાસી આવ્યો આજ....વાંક

રાધા—પ્રેમ નિરંતર રાખો આવો રાધા દાસી માટે,
સર્વ ભવોભવ મળજો પ્રિયતમ બંસીધરમન મોહન....શ્યામ.



# વસંત આવી

( બાળગીત )

વસંત આવી,
વસંત આવી,
વસંત આવી રે.

ફૂલડાં લાવી,
ફૂલડાં લાવી,
ફૂલડાં લાવી રે.

રાતાં પીળાં રંગરંગનાં,
લીલાં પીળાં રંગરંગનાં,
ફૂલડાં લાવી રે—ભાઈઓ વસંત આવીરે.

સુગંધ લાવી,
સુગંધ લાવી,
સુગંધ લાવી રે.

ભાતભાતનાં ફૂલડાંકેરી,
જાતજાતનાં ફૂલડાં કેરી,
સુગંધ લાવી રે—ભાઇઓ વસંત આવી રે.



લીલી ઝાડી,
લીલી ડાળી,
લીલી વાડી રે.

આંબા પર કોયલડી બોલે,
વનવગડામાં કોયલ બોલે,
મીઠી વાણી રે-ભાઈઓ વસંત આવી રે.

ફૂલડાં નાચે,
મોર નાચે,
હૈયાં નાચે રે.

સરોવરમાં આનંદે કેવા
હંસ નાચે રે-ભાઈઓ વસંત આવી રે.

હસતાં રમતાં,
હસતાં રમતાં,
ગમ્મત કરતાં રે,



પતંગિયાંનાં ટોળે ટોળાં
રમવા આવે રે-ભાઈઓ વસંત આવી રે.

# બોરડી

( બાળગીત )

મારી વાડીમાં નાનેરી બોરડી,
લીલી વાડીમાં નાનેરી બોરડી.

બોરડીનાં લીલાં બોર,
બોરડીનાં પીળાં બોર,
બોરડીનાં રાતાં બોર.

મારી વાડીમાં નાનેરી બોરડી,
બોરડીનાં મીઠાં બોર,
બોરડીનાં ખાટાં બોર,
બોરડીનાં તૂરાં બોર.

મારી વાડીમાં નાનેરી બોરડી.,



સાંજે સવારે બપ્પોર,
ખાવાની લહેજત ઑર,
વાડીમાં નાચે છે મોર—
મારી વાડીમાં નાનેરી બોરડી.
કાંટા છે ચારે કોર,
બોરડીનાં બોર અણમોલ,
બોર ખાઇ કરશું કલ્લોલ.
મારી વાડીમાં નાનેરી બોરડી,
લીલી વાડીમાં નાનેરી બોરડી.

# રાસ

( અભિનયગીત )

માથે જળબેડલાં લઈ સંચરી સાહેલડી,
પાણીડાં ભરવા પ્રભાત;
છેડે કુંજે કોયલરાણી મીઠા આલાપ.
સાડી પચરંગી રંગની સજી હસી હસી,
લાવે ઉષા સ્વર્ગના ઉજાસ,
આંખે જ્યોતિ ભરે એના મોંઘા પ્રકાશ.
હૈયે અમોલ કોડ જાગતા ઘડી ઘડી,
ઊડવાને આભલે અનંત,
રંગે રમવા તરંગમાં ચાંદલિયા સંગ.
ગમતાં વસંતકુંજ હીંચવાં સાહેલડી,
નાચવા કો રાસ અણમૂલ,
નાચે સાગરનાં નયનોમાં ચંદાનાં રૂપ.



# ગાવલડી

( બાળગીત )

અરે ઓ ગાયોના ગોવાળ
ધીરે ધીરે ગાયો હાંક.

ગોરી તારી ગાવડીનું ગોરું ગોરું દૂધ;
મીઠું મીઠું દૂધ પીતાં,
નાચું કૂદું ખૂબ....અરે.

ગાવલડીને માથે બબ્બે શીંગડીઓ સોહાય;
ઘાસપાન નિરાંતે કેવી,
વાગોળીને ખાય....અરે.

અલ્યા તારી ગાવલડીને વાછરડી પર વહાલ;
વાછરડીને ભૂખી રાખી,
દો'તાં ના શરમાય ?....અરે.

અલ્યા તારી ગાવલડી તો મારકણી કે શાંત ?
તાંબડી લઇને દો'વા જાતાં,
નથી મારતી લાત ?....અરે.

તાજું તાજું દૂધ આપે ગાય મારી માતા;
રાતદિવસ એના ગુણ ગાતાં,
હૈયાં અમ થનગનતાં....અરે.



# ભમરડો

( અભિનયગીત )

દોરી વીંટી ફેરવતો
મારો ભમરડો રંગીલો.
શું ગીત મઝાનું ગાતો
મારો ભમરડો રંગીલો.

થનગન થનગન નાચંતો,
ધીરે સરી સરી દૂર જાતો;
ફરે આર ઉપર મદમાતો....મારો.

ફરતાં ફરતાં સૂઈ જાતો,
હું હથેળીમાં લઈ લેતો;
ત્યાં ડગમગ ડોલાં ખાતો....મારો.

એક કૂંડીની બહાર ફરતો,
દોરીથી અધ્ધર ચડતો;
ત્યાં ડગમગ ડોલાં ખાતો....મારો.

હું હથેળીમાં ફેરવતો,
ત્યાં ચાક મઝાનો લેતો;
બે કૂંડીમાં ચક્કર ફરતો....મારો.

જ્યાં હથેળીમાંથી પડતો,
ફરતો ફરતો એ લડતો;
બીજે ભમરડો દૂર કરતો....મારો.

એ કૂંડીમાં જીતી જાતો,
આનંદે ગાતો ગાતો;
ફેરવી ફેરવી હરખાતો....મારો.

# પતંગ

( અભિનયગીત )

ઊંચે આકાશમાં ઉડે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
ઠંડા પવનની લહેરે
પતંગ મારો ઊંચે ચડે રે.
સાંધ્યો મેં પાયેલા દોરે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
બીજા આવે ન એની તોલે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
કેવો હેતે ગગનમાં ડોલે !
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
એણે કંઈકના કાપ્યા અકેલે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
એ તો સૂરજને ઝાલવા દોડે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
પેલાં પંખી શું ગોઠડી માંડે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.
એ તો ઉતાર્યો નમતા બપોરે
પતંગ મારો ઝૂલે ઝૂલે રે.

 

# પ્રસ્થાન સાહિત્ય

| | |
|---|---|
| કલાપીનો કેકારવ (સચિત્ર) | ૫–૦ |
| કલાપીની પત્રધારા (પ્રેમ-દર્દભર્યા) | ૩–૦ |
| કલાપી ચિત્રદર્શન: આલ્બમ | ૨–૮ |
| જ્યોત્સ્ના (બો. ૨. દીવેટીઆ) | ૧–૮ |
| તરલા " " | ૨–૮ |
| કોનો વાંક? (મુનશી) | ૨–૮ |
| નરસૈયો: ભક્ત હરીનો (મુનશી) | ૧–૮ |
| થોડાંક રસદર્શનો: (મુનશી) | ૨–૦ |
| ગુજરાતનો નાથ (મુનશી) | ૩–૦ |
| લોપામુદ્રા, ખંડ ૧: વિશ્વરથ (મુનશી) | ૧–૦ |
| લોપામુદ્રા, ખંડ ૨–૩ સાથે: (મુનશી) (દેવે દીધેલી અને શમ્બરકન્યા) | ૨–૦ |
| લોપામુદ્રા, ખંડ ૪: (મુનશી) | ૧–૮ |
| સુરેખા [સત્યાગ્રહયુગની નવલકથા] | ૨–૮ |
| શરત્ચંદ્ર | ૨–૮ |
| તક્ષશિલાની રાજમાતા | ૩–૮ |
| સહચરીની શોધમાં | ૧–૮ |
| સુવાસચંદ્ર (શરદબાબુ) | ૨–૮ |
| બિન્દુ (શરદબાબુ) | ૦–૮ |
| ઐતિહાસિક કથામંજરી | ૨–૮ |
| લક્ષ્મીનાં બંધન: (૨. ૦૮. દલાલ.) | ૦–૧૨ |
| હરીકિશચંદ્ર: ભાગ ૧ થી ૪ (સ્વતંત્ર નવલકથા ચારે ભાગના) | ૧૧–૮ |

[illegible] એન્ડ [illegible]

**૧૨૯, પ્રિન્સેસ સ્ટ્રીટ; મુંબઇ–૨**

[illegible]

**પીરમશા રોડ, અમદાવાદ**

 

ધી એડવાન્સ પ્રિ. અમદાવાદ.


…રિયાનાની રાજરમત.

